# અમદાવાદ શહેરની ભૂગોળ.



## પ્રકરણ ૧ લું—નિશાળ, ગામ, શહેર, દિશાઓ, નકશો અને સ્કેલની સમજ.



**આપણી નિશાળ**—છોકરાઓ! તમારે બેસવાની પાટલી લાકડાંની બનેલી છે. લાકડાં ઝાડનાં થાય છે. તમને કોઇ ઝાડનાં નામ આવડતાં હોય તો બોલો. આંબો, આમલી, લીમડો, અને બાવળ વિગેરે ઝાડ છે. ઝાડને પાંદડાં અને ફળ થાય છે. કેરી, બોર, જામફળ અને દાડમ વિગેરે ફળ આપણે ખાઇએ છીએ. ઝાડનાં લાકડાં કાપ્યા પછી તેને જોઇએ તેવો ઘાટ કરીને જૂદી જૂદી ચીજો બનાવે છે. એ ચીજો બનાવનાર **સુતાર** કહેવાય છે. અહીં લાકડાંની ચીજો કઇ કઈ છે? ખુરશી, ઘોડી, પાટીઉં, મેજ અને આંકુણી એ લાકડાંનાં બનેલાં છે. પેલી ખુરશી ઉપર કોણ બેઠું છે? એ શિક્ષક બેઠા છે. છોકરાંઓને ભણાવે તે **શિક્ષક** કહેવાય. બધી નિશાળોમાં એકથી વધારે શિક્ષક હોય છે. તે બધા શિક્ષકોમાં મોટા તે **મહેતાજી** કહેવાય; બીજા તમામ **આસીસ્ટન્ટો (મદદનીશો)** અને તેમનાથી ઉતરના તેમનું નામ **મોનીટરો.** તમે બેઠા છો તે પાટલી તેની નીચે રાખેલા લાકડાના ટેકાના આધારે ઉભી રહેલી છે. તે ટેકાને પાયા કહે છે. તે પાયાની ચારે બાજુ છોલીને કેવી સાફ કરેલી છે? તેની એક બાજુ ઉપરથી બીજી બાજુ ઉપર જતાં વચમાં ધાર જેવું દેખાય છે તે તમે જુઓ છો કે?

તે ખૂણા કહેવાય છે અને તમારી પાટના દરેક પાયે ચાર ચાર ખૂણા છે. એ પાયામાં અને શિક્ષકના મેજ ઉપર પ-ડેલી આ નાની લાકડીમાં કેટલો ફેર છે? આ લાકડીને એકે ખૂણો પડેલો નથી. તેની બધી બાજુઓ સરખી દે-ખાય છે માટે એ લાકડીનો આકાર ગોળ કહેવાય. એ લા-કડીને આંકણી કહે છે. મારા હાથમાંની કલમ અને આં-કણી બન્ને સિદ્ધાં છે પણ આંકણી વધારે આગળ ગયેલી છે. દરેક ચીજ એમને એમ સિદ્ધી રીતે આગળ વધે તે તેની લંબાઇ કહેવાય અને એમ સિદ્ધી રીતે આગળ ના વધતાં બીજી બાજુઓ ભણીથી વધે તે તેની પહોળાઇ કહે-વાય. આ આંકણીની લંબાઇ તથા પહોળાઇ આપણા હાથ-નાં આંગળાં લઇને ભરીએ. હું તમારાથી કેટલે છેટે ઉભો છું તે આ આંકણી લઇને ભરો. તમે બેઠાછો ત્યાંથી આં-કણીને બરોબર સિદ્ધી મૂકીને બીજો છેડો ક્યાં પડે છે તે યાદ રાખો ને ત્યાં આગળથી પાછી ફરીથી આંકણી મૂકી એમને એમ મારી પાસે આવો ત્યાં સૂધી કરતા રહો. એ પ્રમાણે ભરાશે એટલી આંકણીઓનું અંતર આપણી વચ્ચે ગણાશે. આપણી પાસેની આંકણીની જેટલી છે તેટલી લંબાઇ બધી આંકણીઓની હોતી નથી. કોઇની થોડી ને કોઇની વધારે હોય છે. તમે ભીંતે ટેકો દઇને બેઠા છો. એ ભીંત ઇંટો તથા ચુનાની બનેલી છે. માટીનાં ચોસલાં પાડી તેને સક-વીને પકવે છે ત્યારે ઇંટો થાય છે. એ ઇંટો કુંભાર કરે છે. મરડીઆ તથા પથ્થરમાંથી ચુનો થાય છે. ઇંટો તથા ચુ-નાવતી કડીઆએ ભીંતો કરી. એ ભીંતોમાં હાટીઆં તથા બારી બારણાં છે તે સુતારે કર્યાં અને તેમાં સાંકળો તથા ખીલા છે તે લુહારે લોહું ઘડીને તૈયાર કર્યાં. આપણને ટાઢ અને તડકો લાગે નહીં માટે છાપરૂં કરેલું છે. એ છાપરામાં

બારોટીઆં તથા નળીઆં છે. કુંભારે માટીનાં નળીઆં કર્યાં છે. આ એક **મકાન** કહેવાય. જે મકાનમાં છોકરાંઓ ભણે તેવું નામ **નિશાળ** અને ભણનાર છોકરાઓ તે **નિશાળીઆ** કહેવાય. આપણી નિશાળના જેવું આપણું **ઘર** હોય છે.

**ખડકી તથા પોળ**—પાંચ સાત કે તેનાથી ઓછાં અથવા સહેજ વધારે ઘર જ્યાં આવલાં હોય તે **ખડકી** કહેવાય અને તેથી વધારે ઘર હોય તે ભાગને **પોળ** કે **શેરી** કહે છે.

**ગામ**—પોળ કે શેરીઓ જ્યાં બે ચાર હોય તે **ગામ** કહેવાય.

**કસ્બો**—ગામથી મોટો હોય તે.

**તાલુકો**—ઘણાં ગામડાં અને શહેર મળીને એક **તાલુકો** થાય.

**શહેર**—જ્યાં ઘણી પોળો કે શેરીઓ આવી હોય અને મોટા મોટા રસ્તા હોય તે **શહેર** કહેવાય.

**જમણો અને ડાબો હાથ**—આપણે જે હાથવડે કામ કરીએ છીએ અને ખાઇએ છીએ તે હાથ **જમણો** અને બીજો **ડાબો** છે.

**દિશાઓ ચાર**—દિશા એટલે બાજુ. દિશાઓ ચાર છે. પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ.

**પૂર્વ**—જે દિશામાં સૂરજ ઉગે તે.

**પશ્ચિમ**—જે દિશામાં સૂરજ આથમે તે.

**ઉત્તર**—અને **દક્ષિણ**—પૂર્વ દિશા બણી મ્હો કરીને ઉભા રહીએ તો ડાબા હાથ તરફની **ઉત્તર** દિશા અને જમણા હાથ તરફની **દક્ષિણ** દિશા છે.

**નકશો**—અમુક જગ્યાનાં હદ નિશાન બરોબર બતાવનાર આકાર તે **નકશો** કહેવાય.

**સ્કેલની સમજ**—અમુક વસ્તુના પૂરા કદનો આકાર દોરી શકાય નહીં ત્યારે મૂળ કદનો અમુક ભાગ લઇને તેનો આકાર દોરવો પડે છે. આ ભાગ લંબાઇ અને પહોળાઇ બન્નેના સંબંધમાં એક સરખો લેવો. મૂળ કદને બદલે એવો જે ભાગ લેવામાં આવે તેને **સ્કેલ** કહે છે.

**નકશાની દિશાઓ ઓળખવાની રીત:**—નકશાની સામે આપણે ઉભા રહીએ તો આપણા માથા તરફની **ઉત્તર** દિશા, પગ તરફની નીચેની **દક્ષિણ** દિશા, આપણા જમણા હાથ તરફની **પૂર્વ** દિશા અને ડાબા હાથ તરફની **પશ્ચિમ** દિશા જાણવી.

**ચાર ખૂણા**—દિશાઓની માફક ખૂણા પણ ચાર છે; ઇશાન, અગ્નિ, વાયવ્ય અને નૈઋત્ય.

**ઈશાન**—પુર્વ અને ઉત્તર દિશાની વચ્ચે.

**અગ્નિ**—પૂર્વ અને દક્ષિણ દિશાની વચ્ચે.

**વાયવ્ય**—પશ્ચિમ અને ઉત્તર દિશાની વચ્ચે.

**નૈઋત્ય**—પશ્ચિમ અને દક્ષિણ દિશાની વચ્ચે.

---

## પ્રકરણ ૨ જું—અમદાવાદ શહેરની ભૂતળ.

**ૠતુઓ**—નવેમ્બર, ડીસેમ્બર, જાન્યુઆરી અને ફેબ્રુઆરી એ ચાર માસ ટાઢ પડે છે; માર્ચ, એપ્રિલ, મે અને જુન એ ચાર માસ તાપ પડે છે; અને જુલાઈ, અગસ્ટ, સપ્ટેમ્બર અને અકટોબર એ ચાર માસ ચોમાસાના છે. ચોમાસામાં **વરસાદ** આવે છે. આપણે આપણા ઘરમાં જોઇએ છીએ કે ઉન્હામણા અને ચાહદાનીમાં પાણી ભરી તેને ચૂલા ઉપર મૂક્યાં હોય તો તેમાંથી વરાળ નીકળેછે. એજ પ્રમાણે સૂરજના તાપથી પાણીની વરાળ થઇને

ઉંચે જાય છે અને તેનું વાદળ બની વરસાદ આવે છે. વરસાદ કેટલો પડયો તે જાણવાની જરૂર ઘણી છે તેથી તેનું માપ લેવામાં આવે છે અને તે માપ ઈન્ચથી લેવાય છે. જે પ્રદેશ ઉપર વરસાદ પડે તે બિલકુલ સપાટ હોય, અને આખા વર્ષમાં પડેલું પાણી જમીન ચૂસે નહીં, તાપથી સૂકાય નહીં અને વહી ન જતાં જેમનું તેમ રહે તો જેટલા ઇન્ચ ઉંડું પાણી થાય તેટલા ઈન્ચ વરસાદ પડયો એમ ગણાય છે. અમદાવાદ શહેરમાં વર્ષે સરેરાશ ૨૫-૩૦ ઇન્ચ વરસાદ પડે છે. અમદાવાદની હવા એકંદર સારી છે.

**જમીન**—રેતી, માટી, ચૂનો અને વનસ્પતિ તથા ખનીજ પદાર્થો મળીને જમીન થાય છે. જમીન ઉપર ઝાડ ઉગે છે તથા મકાન બાંધવામાં આવે છે અને ખેતી થાય છે. અમદાવાદની જમીન લાલાશ પડતી છે. અમદાવાદમાં ઉંચી જમીન ખાડીઆની અને નીચી જમીન શાહપુરની છે. અમદાવાદની પશ્ચિમ તરફની જમીન રેતાળ છે.

**નદી**—મીઠા પાણીનો જે પ્રવાહ પર્વત કે ડુંગરમાંથી નીકળી ઢળતી જગ્યામાં થઇને સમુદ્ર કે અખાતને મળે તેનું નામ **નદી.** અમદાવાદ શહેર **સાબરમતી** નદીને કાંઠે છે. તે નદી અરવલી નામના પર્વતમાંથી નીકળી ખંભાત નામના અખાતને મળે છે. અમદાવાદ શહેર વસ્યું તેની અગાઉ સાબરમતી નદીનો પ્રવાહ હાલ છે તેવો નહોતો પણ કાંપની લગાર આ તરફથી, દક્ષિણમાં માણેકચોક સુધી તે નદી આવીને પશ્ચિમમાં કાગદી ઓળમાં થઇને ઢાલગર ઓળમાં ચાલી આગળ જતાં પશ્ચિમમાં રાયખડ દરવાજા તરફ વળતી હતી. એ રસ્તે હાલ નદી જેવી રેત અને ગરડીઆ છે. વળી એમ કહેવાય છે કે હાલ શાક બજાર આગળ માંડવીની પોળ છે ત્યાં અગાઉ મડદાં બળતાં હતાં.

અહીં આગળ મસાણીઆ હનુમાન હાલ છે. અહમદશાહે અ-
મદાવાદ વસાવવાનું ધાર્યું ત્યારે નદીનો પ્રવાહ ફેરવવાને માટે
પાદશાહવાડી આગળ થોડોક મજબૂત કોટ બાંધ્યો છે તે
હાલ છે અને તેને અડતી નદી વહે છે. શહેર વસ્યા પછી
ઘણા દિવસ સુધી નદી શહેર વચ્ચે વહેતી હતી પણ પા-
છળથી તેને શહેર બહાર વાળી હતી એમ કહેવાય છે. ન-
દીના જાણીતા **આરામાં સપ્તઋષિનો, પીપળાનો, જમાલપુ-
રનો, ખાનપુરનો, બારીનો, મહાદેવનો,** દૂધેશ્વરનો, **ભીમના-
થનો** અને **ખડ્ગ** ધારેશ્વરનો એ મુખ્ય છે. શહેરમાં હિંદુ
વસ્તીનાં કેટલાંક મડદાં સપ્તઋષિને આરે દાટવામાં તથા
બાળવામાં આવે છે. મી. બાપાશંકર નાનાભાઇએ અહીં
કૃષ્ણાતિર્થ નામનું સ્મશાન બંધાવ્યું છે તેથી મડદાંને બાળવા
તથા દાટવાની સવડ સારી થઈ છે. કેટલાંક મડદાં દૂધેશ્વર-
ને આરે બાળવામાં આવે છે. દૂધેશ્વર આગળ **ચંદ્રભાગા**
નદીનો સંગમ સાબરમતી નદીની સાથે થાય છે તેથી તે
આરો વિશેષ પવિત્ર મનાય છે અને કેટલાક હિંદુઓ પો-
તાના પર્વને દિવસે અહીં નહાવા માટે આવે છે.

**વહેળો**—વરસાદનું પાણી ફર્નાન્ડીઝ બ્રીજની નીચેની
કાળુપુરની સડક ઉપર થઇ કંદોઈ ઓળમાં ચાલી પાનકોર-
ના નાકા આગળથી ઢાલગરઓળ તરફ આસ્ટોડીએથી બ-
હેચર લશ્કરીનો મીલ આગળના ગરનાળામાં થઇ નદીમાં
જાય છે. કાળુપુરની સડક ઉપર બહુ પાણી એકઠું થતું હો-
વાથી તે **કાળુપુરનો વહેળો** કહેવાયછે ને તે ચોમાસામાં
ઘણા જોસમાં વહે છે.

**તળાવ**—કાકરિયું, ચંડોળા, **મલેકસાબાનનું, શુકર**
અને દેડકી એમ મુખ્ય પાંચ તળાવ છે. મલેકસાબાનનું
તળાવ શહેરની પૂર્વે આવેલું છે. તે ઘણું ખરું પૂરાઇ ગયું

હતું તેથી સન ૧૯૦૦ ના દુકાળ વખતે દુકાળીઆંઓ પાસે તેને ખોદાવવામાં આવ્યું છે. ચંડોળા તથા કાકરિયું તળાવ શહેરની દક્ષિણે છે. ચંડોળા તળાવનું ખોદકામ સન ૧૯૦૦ તથા ૧૯૦૨ માં દુકાળીઆં પાસે કરાવવામાં આવ્યું છે. કાકરિયું તળાવ ઘેરાવામાં એક માઇલ કરતાં વધારે છે. તેની સઘળી બાજુએ પથ્થરનાં પગથીઆં છે. આ તળાવની વચમાં એક વાડી છે તેને નગીનાવાડી કહે છે. એમ કહેવાય છે કે કુતુબશાહે પોતાના પિતાની હયાતીમાં આ તળાવ શરૂ કરી ઇ. સ. ૧૪૫૧ માં પુરૂં કર્યું હતું. તેની ઇચ્છા એવી હતી કે આ તળાવના બાંધકામથી તેનો ભાઇ મહમદ બેગડો જે તેની મા સાથે શાહઆલમના રક્ષણ નીચે પડોશમાં રહેતો હતો તેનું લક્ષ ખેંચાવાથી તે આવશે તો તેને કેદ કરી નાંખીશ. આ તળાવનું નામ કાકરિયા તળાવ પડવાનું કારણ કેટલાક એમ કહે છે કે તે તળાવ ખોદતી વખતે તેમાંથી કાંકરા નિકળ્યા હતા અને કેટલાક કહે છે કે પોતાના પુત્રે કરવા માંડેલું કામ જોવાને મહમદશાહ આવ્યો ત્યારે તેના પગમાં કાંકરો પેઠો હતો તેથી 'કાકરિયું' એવું નામ પડયું છે. વળી એમ પણ ધારી શકાય છે કે અમદાવાદ શહેરની જગ્યાએ અગાઉ **કર્ણાવતી** નગરી હતી તે વખતે **કરૂણાસાગર** નામનું તળાવ પણ હતું તો તે તળાવ કદાચ આ હશે. આ તળાવનો કેટલોક ભાગ બેરોડેલ કલેકટર સાહેબે સુધરાવ્યો છે. શુશકર તથા દેડકી તળાવ કાકરિયાની નજીકમાં છે.

**ફળાદિ શાક ભાજી અને પ્રાણીઓ**—અમદાવાદની આસપાસની જમીનમાં બાજરી, મઠ, ચોળા અને અડદ વિગેરે નીપજે છે. શિયાળામાં સીતાફળ, બોર, શેરડી અને જામફળ વિગેરે ફળ તથા વાલોળ, પાપડી, મેથી,

તાંદળજો, વંત્તાક અને દેશી તથા વિલાયતી મૂળા આવેછે. ઉનાળામાં કેરી, રાયણુ, ટેટી, તડબુચ, ફાલસાં, કારેલાં અને ભીંડા મળે છે, અને ચોમાસામાં દાડમ, જાંબુ, અને કારેલાં, ભીંડા, ગવારફળી, તુરિયાં, ગીલોડાં તથા કંકોડાં આવેછે. બટાટા બધી રૂતુમાં મળે છે. પ્રાણીઓમાં બિલાડાં, કૂતરાં, ઘોડાં, બળદો, ભેંસો, ગાયો, ઉંટ અને બકરાં જોવામાં આવેછે.

---

## પ્રકરણ ૩ જું.—વ્યવહાર તથા ઉદ્યોગ.

**સડકો**—શહેરના જુદા જુદા દરવાજાએ જવાને સડકો છે પરંતુ શહેરની મોટી સિદ્ધી સડક તો રેલવે સ્ટેશનથી પાંચકુવા દરવાજે થઇને ભદ્ર સુધીની છે. રેલવે સ્ટેશનથી પાંચકુવા દરવાજા સુધીની સડક અમદાવાદના એક આગલા કલેકટર રીડ સાહેબે દુરસ્ત કરાવેલી હોવાથી તે **રીડરોડ** કહેવાય છે અને ત્યાંથી માણેકચોક આગળ ચાલતાં કાળુપુરનો ભાગ ઓળંગવાને એક સડક કરેલી છે તે સડક રીચી સાહેબ નામના કલેકટર સાહેબે કરેલી હોવાથી **રીચીરોડ** કહેવાય છે અને ત્યાં પુલ બાંધ્યો છે તેનું નામ **ફર્નાન્ડીઝ બ્રીજ** આપેલું છે. આસ્ટોડીઆની સડકે **ઓલીફન્ટ રોડ** છે. સાબરમતી નદીને પેલેપાર જવાને ભદ્રની પશ્ચિમે **એલીસ બ્રીજ** નામનો લોઢાનો પુલ પ્રથમ બાંધેલો તે ભારે રેલ આવ્યાને લીધે તૂટી ગયો હતો તે ઇ. સ. ૧૮૯૨ માં ફરીથી મજબૂત રીતે બાંધ્યો છે.

**રેલવે સ્ટેશન**—આગગાડી જે ઠેકાણે ઉભી રહેતી હોય અને ત્યાંથી માણુસ ગાડીમાં બેસે અથવા ગાડીમાંથી ઉતરે અને ત્યાંથી માલ પણ ચઢ ઉતર થાય તેનું નામ **રેલવે સ્ટેશન.** અમદાવાદનું રેલવે સ્ટેશન શહેરની પૂર્વ દિશામાં છે. આ સ્ટેશને દક્ષિણ દિશાએ મુંબાઇથી આવતી,

પશ્ચિમમાં કાઠીઆવાડમાંથી આવતી અને ઉત્તરે આબુ તથા પ્રાંતિજથી આવતી આગગાડીઓ એકઠી થાય છે. આ કારણથી અમદાવાદનું સ્ટેશન ઘણું મોટું થઇ પડયું છે.

**ટેલીફોન**—એક ઠેકાણેથી બીજે ઠેકાણે કાન માંડીને વાત કરવાનાં દોરડાં આ શહેરમાં નંખાયાં છે જેને **ટેલીફોન** કહે છે.

**ટ્રામવે**—શહેરનું નર્ક ઘસડી લઇ જવાને શહેરના ઘણાખરા દરવાજાની આસપાસ લોઢાની સડક નાંખી છે તે ઉપર નર્ક ભરવાને કરેલી ગાડીઓ ચાલે છે.

**ઉદ્યોગ**—અમદાવાદ શહેરમાં કીનખાબ, સોનેરી અને રૂપેરી કસબ, કીનારી અથવા તોઈ, કસબીકોર તથા પાલવ, મશરૂ, ગજીઆણી, સુતરાઉ ધોતીજોટા, મગીઆં, સાડીઓ, અબોટીઆં, ખાદી, કાળા અલાયચાહ અને છીદરીઓ વિગેરે બને છે. તે ઉપરાંત ત્રાંબા, પિતળ અને કાંસાનાં વાસણ બનાવવામાં આવે છે અને સ્ત્રીઓની ચુડીઓ વહેરવામાં આવે છે. સુતરાઉ કપડાં વણવાની ૨૦ ઉપરાંત મીલો આ શહેરની ચારે બાજુએ આવેલી છે. દીવાસળીઓ, સાબુ અને મીણબત્તીઓ બનાવવાનાં તથા લોઢાનાં કારખાનાં તથા કાગળો છાપવાનાં છાપખાનાં આ શહેરમાં છે. આ શિવાય બરફ બનાવવાનો સંચો છે અને જાડા કાગળ બને છે જે અમદાવાદી કાગળને નામે ઓળખાય છે.

---

## પ્રકરણ ૪ થું.—વસ્તી અને ધર્મ.

**અમદાવાદની વસ્તી**—સન ૧૯૦૧ ની સાલમાં થયેલી ગણત્રી પ્રમાણે અમદાવાદ શહેરની વસ્તી ૧૮૧૭૭૪ માણસની છે. માણેકચોકની આસપાસ અથવા શહેરના મધ્ય ભાગમાં નાગર, ક્ષત્રી અને બ્રાહ્મણ વિગેરે ઉંચ હિંદુવર્ણ રહે છે; દક્ષિણ ભાગમાં ભાવસાર તથા કણબી વિગેરે રહે

છે: પૂર્વ ભાગમાં વાણીઆ, કણબી તથા મુસલમાનની વસ્તી છે; ઉત્તર ભાગમાં કાળુપુરમાં વહોરા લોકો વસે છે; ઉત્તર ઈડરિયામાં તથા શાહપુરમાં હિંદુ તથા મુસલમાન કાગદીઓ રહે છે; અને ભદ્રના ભાગમાં મુસલમાન, પારસી તથા દક્ષિણીઓની વસ્તી મુખ્ય છે.

**જાત તથા ધર્મ**—અમદાવાદ શહેરમાં ખ્રીસ્તિ, હિંદુ, પારસી અને **મુસલમાન** એ જાતો મુખ્ય છે, તેમાં સૌથી વધારે વસ્તી હિંદુઓની, તેનાથી ઉતરતી મુસલમાનોની, તેનાથી થોડી પારસીઓની અને જુજ ખ્રીસ્તિઓની છે.

**હિંદુ મંદિરો**—હિંદુઓના જૈન ધર્મના ધનાઢ્યો આ શહેરમાં છે. આ શહેરમાં **ગોસાંઈજી મહારાજ, રાધાવલ્લવ, દ્વારકાંનાથજી** અને **રણછોડરાયજી** વિગેરે વૈશ્ણવ ધર્મનાં કેટલાંક અને શ્રાવક લોકોનાં કેટલાંક મંદિરો તથા **શ્રી અંબાજી** તથા **બહુચરાજી** વિગેરે માતાઓનાં સ્થાનકો છે. **નવાપરાની બહુચરાજી**નું સ્થાન આસ્ટોડીઆ દરવાજા બહાર શાહઆલમની સડક ઉપર છે. **નીલકંઠ મહાદેવ**નું દેવળ અસારવા ગામની થડમાં છે, અને ત્યાં **આચારજીની ગાદી** છે. સહજાનંદ જેમને સાધારણ રીતે સ્વામિનારાયણ કહેવામાં આવે છે તેમણે સ્વામિનારાયણનો ધર્મ ફેલાવ્યો. તેમનો જન્મ ઇ. સ. ૧૭૮૦ માં લખનૌ ખાતે થયો હતો. ઘણી નાની ઉમરે તેઓ હિંદુધર્મમાં સુધારો કરવાનું લઈ બેઠા. ગુજરાતમાં તેમના શિષ્ય ઘણા થયા અને ત્યાં તેમણે મોટાં મકાનો બંધાવ્યાં. અમદાવાદનું દરીઆપુર આગળ આવેલું **સ્વામિનારાયણનું મંદિર** જોવા જેવું છે. એ મકાન સન ૧૮૫૦ માં પૂરૂં કરવામાં આવ્યું છે. દિલ્હી દરવાજાની બહાર શેઠ **હઠીશંગનું દેવળ** શેઠ હઠીશંગે બારે ખર્ચે જૈન ધર્મનું બંધાવ્યું છે. તે સન ૧૮૪૮ માં પૂરૂં થયું

હતું અને તેની પાછળ ભારે ખર્ચ થયું છે. તેમાં જૈનોના તિર્થંકરની મૂર્તિ છે. જુના ચાંપાનેર શહેરની પાસેના પાવાગઢની ખાસ દેવી કાલકા માતાને અર્પણ કરેલું **ભદ્રકાળી માતાનું મંદિર** ભદ્રના દરવાજાની તથા મોટી પોસ્ટ ઓફીસની વચ્ચે છે. ઇશ્વરને નિરાકાર ધારી તેની ભક્તિ કરનાર **પ્રાર્થના સમાજ** આ શહેરમાં છે.

**મુસલમાનોની મસીદો**—મુસલમાનોને નીમાજ પડવાની મોટી **જુમામસીદ** શહેરની મધ્યમાં આવેલી છે. તેને ત્રણ બારણાં છે. તેમાંનું એક ભદ્ર તરફના જાહેર રસ્તામાં, એક શાક બજારમાં અને એક માણેકચોકમાં છે. આ મસીદ તમામ ખારા પથ્થરની બાંધેલી છે પણ નીમાજ પડવાને ઠેકાણે આરસ પહાણનું કામ છે. મસીદની વચમાં હોજ છે. આ મસીદ સન ૧૪૨૩ માં પૂરી થઈ હતી. આ મસીદમાં સુલતાન અહમદની, તેના છોકરા સુલતાન મહમદની, અને પૌત્રો જલાલખાન, સુલતાન કુતબુદીન અને સુલતાન અહમદ બીજાની તથા સુલતાન અહમદની સ્ત્રીઓની કબરો છે. **મહમદ ઘોસની મસીદ** સારંગપુરની દક્ષિણે છે. **દસ્તુરખાનની મસીદ** આસ્ટોડીઆમાં મહમદ બેગડાના એક પ્રધાને બંધાવેલી છે. એમ કહેવાય છે કે શહેરનો કિલ્લો સુધારવાનું કામ ચાલતું હતું ત્યારે તેની પાછળ રોકાયેલા દરેક મજુરની પાસેથી રોજ એકેક બદામ લઈ એકઠી કરેલી રકમમાંથી આ મસીદ બાંધવામાં આવી છે. **હેબતખાનની મસીદ** જમાલપુર દરવાજાની પાસે છે. તેની મધ્યમાં ઘણો ખુબસુરત હિંદુ ઘુમટ છે તથા જૂદાં જૂદાં દેવળોમાંથી લીધેલા સારી જાતના થાંભલા છે. **અહમદશાહની મસીદ** ભદ્રના નૈઋત્ય ખૂણામાં અને માણેકબુરજની નજીકમાં છે. તેના ઘાટ ઉપરથી જણાય

છે કે અમદાવાદ શહેર સ્થાપનાર અહમદશાહે પહેલ વહેલી આ જુમ્મા મસીદ બાંધી હશે અને પછીથી ઘણી મુદત સુધી બાદશાહે કુટુંબને રહેવાના ખાનગી મકાન તરિકે તે વપરાતી. તેની ઉત્તર તરફનો કેટલોક ભાગ હિંદુના ઘાટને મળતો છે તેથી તે કોઇ હિંદુ દેવળનો ભાગ હશે અને તે દેવળની જગ્યાએ આ મસીદ કરી હશે એમ લાગે છે. **મલેકશાબાનની મસીદ** ત્રણ દરવાજાની અંદર કારંજાવાળાના મકાનના વાયવ્ય ખૂણામાં છે. આગળ તે દેવળનું સ્થાન હતું એમ નિશાનીઓ ઉપરથી લાગે છે. લાલ દરવાજાની બહાર અને ભદ્રના ખૂણામાં **સીદીસૈયદની મસીદ** છે. મરાઠાઓએ તે મસીદને ખરાબ કર્યાથી દસક્રોઇના મામલતદાર સાહેબની કચેરી તેની અંદર કેટલીક મુદત સુધી બેઠી હતી; પરંતુ નામદાર વાઇસરોય લૉર્ડ કર્ઝને તેમાંની પશ્ચિમ તરફની બે બારીઓમાં ડાળીઓ સાથેનું ઝાડનું ઉત્તમ કોતરકામ જોઇને ત્યાંથી સરકારી કચેરી ખસેડાવી તે જગ્યા ખુલ્લી કરાવી છે. કોતરકામ માટે પ્રખ્યાત યુનાન દેશમાં પણ આવું કોતરકામ છે નહીં એમ કહેવાય છે. આ કોતરકામની છબીઓ પાડી વિલાયતમાં લઇ જવામાં આવે છે. **મુસાસુહાગની મસીદ** હઠીશંગના દેવળની પાસે અને કાંપ તરફ જવાના રસ્તાની જમણી બાજુએ છે. તે મુસાએ પોતે ૪૨૫ વર્ષ ઉપર બંધાવી હતી એમ કહેવાય છે. એવી વાત ચાલે છે કે તેણે પ્રાર્થના કર્યાથી એક વખતે વરસાદ આવ્યો હતો અને દુકાળ અટક્યો હતો. એ ઉપરથી લોકો તેની પાછળ એટલા બધા લાગ્યા કે કોઇ તેને ઓળખે નહીં તે સારૂ તે સ્ત્રીનો વેષ લઇને ફરતો. તેનામાંથી એક જાતના ફકીરો ઉત્પન્ન થયા છે જે સ્ત્રીનાં કપડાં પહેરે છે અને નાકે વાળી ઘાલે છે. એ ફકીરો હાલ બહુરૂપીના વેષે

ઓળખાય છે. **સુલતાન મહમદનો હજીરો** જુમા મ-સીદની થડમાં છે. તે **બાદશાહનો હજીરો** કહેવાય છે. તેમાં સુલતાન અહમદ તથા તેના પુત્ર સુલતાન મહમદશાહના પુત્ર સુલતાન કુતબુદ્દિનની કબર છે. **રાણીનો હજીરો** આ હજીરાની પૂર્વે સન્મુખ છે. આ હજીરામાં સુલતાન અહ-મદની રાણી મોગલે બીબીની ઘોર ધોળા આરસપહાણની કરેલી છે. **પીરમહમદશાહનો રોજો** શાંતિભુવન નાટકશાળા અને પાનકોરના નાકાની વચ્ચે પથ્થરના કુવા નજીક છે. આ જગ્યાએ અગાઉ **શહેરની ભાગોળ** હતી એમ કહેવાય છે. **શાહઆલમનો રોજો** આસ્ટોડીઆ દરવાજાની દક્ષિણે છે. તેને પીતળનાં બારણાં છે અને ત્યાં એક મોટું ટાંકું છે.

**ઇંગ્રેજી દેવળ**—મીરજાપુરમાં આ દેવળ રૂ. ૧૨૦૦૦ ના ખર્ચે સન ૧૮૪૮ માં બંધાયું છે.

**પારસીઓની અગીઆરી**—આ આતશ દાદગા તથા પાસેની ચેહેલી તથા તેને લગતાં મકાનો શેઠ નવરો-જી તથા મર્હુમ શેઠ જહાંગીરજી પેસ્તનજીએ તેમના પિતાજી મર્હુમ શેઠ પેસ્તનજી ફરામજી વકીલ તથા માતાજી બચુ બાઈનાં પુન્યને માટે પોતાને ખર્ચે પારસીની પંચાયત જ-મીન ઉપર તા. ૧૧ મી એપ્રીલ સન ૧૮૮૪ ને રોજ શ્રી અમદાવાદની જરથોસ્તી અનજુમનને ધર્મના કામોને માટે સ્વાધીન કર્યાં છે. એ મકાનોને બાંધતાં રૂ ૨૦૯૭૫ નો ખર્ચ થયો છે. ઉપર લખેલી ચેહેલી તથા તેના તાબાનાં મકાનો શેઠ કાવસજી મંચેરજી કારંજાવાળાએ પોતાના પિ-તાજી મર્હુમ શેઠ મંચેરજી સોરાબજીના પુન્યને સારૂ પારસી પંચાયતને આપેલી જમીન ઉપર બાંધવામાં આવેલાં છે તથા આતશ દાદગા જે જગ્યા ઉપર શેઠ ખરશેદજી બેરા-મજી નાણાવટીવાળી અગીઆરી હતી અને જે જગ્યા તે-

ગણે પંચાયતને બક્ષી દીધી હતી તેજ જગ્યા ઉપર બાંધવામાં આવી છે.



## પ્રકરણ ૫ મું.—જાણવા લાયક જગ્યાઓ.

આ પુસ્તકનાં જુદાં જુદાં પ્રકરણોમાં તે પ્રકરણના સંબંધે જણાવવામાં આવેલી જગ્યાઓ ઉપરાંતની જાણવાલાયક જગ્યાઓ આ પ્રકરણમાં આપી છે.

**શહેરનો આકાર**—અમદાવાદ શહેરનું ઉત્તર તથા પૂર્વ તરફનું પેટું અંદર પડતું છે. ઇશાન તથા અગ્નિ ખૂણાનો ભાગ વળેલો છે અને દક્ષિણ તરફનો ભાગ ખાંચા ખુંચીઓ છે.

**હદ**—ઉત્તરે માધવપરૂ અને કાંપ વિગેરે, દક્ષિણે કાંકરિયું તથા ચંડોળા તળાવ વિગેરે, પશ્ચિમે સાબરમતી નદી, વાડજ અને કોચરબ વિગેરે અને પૂર્વે રેલવે સ્ટેશન, સરસપુર અને ગોમતીપુર વિગેરે છે.

**અમદાવાદ શાથી કહેવાય છે?**—ઇ. સ. ૧૪૧૧ માં અહમદશાહ નામના એક મુસલમાન બાદશાહે શેખ અહમદ, મલેક અહમદ અને કાઝી અહમદ એ પ્રમાણે અહમદ નામના ત્રણ સંબંધી સલાહકારની સલાહથી સાબરમતી નદીને કાંઠે સ્થાપેલા શહેરનું નામ **અમદાવાદ** પડયું છે. આ શહેર ગુજરાત પ્રાંતની રાજ્યધાની હોવાથી **રાજનગર** પણ કહેવાય છે.

**પહેલાનું કર્ણાવતી**—જુના ઇતિહાસ ઉપરથી જણાય છે કે અહમદશાહની પહેલાં આ શહેરની હયાતી હતી અને તે વખતે તેનું નામ **કર્ણાવતી** અગર **શ્રીનગર** હતું. કરણ નામના એક સોલંકી રાજાએ તે બંધાવેલું હો-

વાથી તેનું નામ કર્ણાવતી પડયું હતું. તે કરણ રાજા ઇ. સ. ૧૦૯૪ માં મરણ પામ્યો. તે પછી તેના પુત્ર સિદ્ધરાજ જેશીંગે ઘણાં મકાનો બંધાવ્યાં અને અહમદશાહે તે પછી ૩૦૦* વર્ષે તે નગરને ફરીથી બંધાવ્યું.

**અહમદશાહે કરેલી સ્થાપના**—ભદ્રકાળી માતાનો કિલ્લો હિંદુ રાજાઓના વારાનો હતો ત્યાંથી અહમદશાહે પોતાના નવા શહેરની સ્થાપના કરી.

**કોટ**—ચૂના તથા ઇંટોથી ચણેલી મોટી ભીંતોને કોટ અથવા કિલ્લો કહે છે. આ શહેરની ચારે બાજુએ મજબૂત કોટ છે. આ કોટ સુલતાન અહમદ ૧ લાએ ઇ. સ. ૧૪૧૨ માં બંધાવ્યો હતો. એ કોટને દરવાજા છે, દરવાજાને બે બાજુપર તથા બીજે ઘણેક ઠેકાણે બંદુકો રાખવાને માટે બાકાં મૂકેલાં છે ને કોઇ કોઇ ઠેકાણે કોટને કાંગરા છે. મુસલ્લમાની વખતમાં કોટની અંદરના ભાગમાં મોટે ભાગે મુસલ્લમાનો અને બહારનાં પરાંમાં ઘણાખરા હિંદુઓ વસતા હતા.

**દરવાજા**—કોટને નીચે પ્રમાણે દરવાજા છેઃ—દિલ્લી અથવા ઇડરીઓ, દરિયાપુર, પ્રેમ, કાળુપુર, પાંચકુવા, સારંગપુર, વડની ગેટનો, આસ્ટોડીઆ, જમાલપુર, ખાનજહાન, રાયખડ, ગણેશબારી, ખાનપુર, અને શાહપુર.

**મુખ્ય વિભાગ**—શહેરના ઘણાખરા વિભાગોનાં નામ તે તે ભાગમાં જે મોટા મોટા ઉમરાવો થઇ ગયા તેમનાં નામ ઉપરથી પડયાં છે જેમાં મુખ્ય આ છેઃ—ઇડરિયા, દરીઆપુર, કાળુપુર, સારંગપુર, ખાડીઆ, રાયપુર, માણેકચોક, આસ્ટોડીઆ, જમાલપુર, રાયખડ, ખાનપુર, મીરજાપુર, શાહપુર, ઢેંકુવા, ઝવેરીવાડ, પાનકોર અને ભદ્ર.

**કિલ્લા**—શહેરની અંદર કિલ્લા બે છે. એક ભદ્રનો

અને બીજો **ગાયકવાડની હવેલીનો.** ભદ્રનો કિલ્લો શહેરની પશ્ચિમ તરફના નદી ઉપરના કોટ આગળ છે. આ કિલ્લામાં પ્રથમના રાજાઓની બેઠક હતી. હવે તેમાંનો કેટલોક ભાગ તોડી પાડીને ત્યાં સરકારી કચેરીઓ કરેલી છે તોપણ જે જુનો ભાગ રહેલો છે તે જોવા લાયક છે. ભદ્રના કિલ્લાને મથાળે મધ્યમાં એક **મોટું ઘડીઆળ** મૂકેલું છે. તે વાગે છે ત્યારે આખા શહેરમાં સંભળાય છે. તે ઇ. સ. ૧૮૪૯ માં રૂ. ૮૦૦૦ નું ખર્ચ કરીને મૂકવામાં આવેલું છે. શહેરના નૈરૂત્ય ખૂણા તરફના નદી ઉપરના કોટ આગળ **ગાયકવાડનો કિલ્લો છે.** તે સન ૧૭૩૮ માં બંધાએલો ધરાય છે. દામાજી ગાયકવાડે તેને સુધારીને મજબુત કરેલો છે. હાલ ત્યાં પોલીસ લાઇન થયેલી છે.

**રા. સા. મહીપતરામ અનાથાશ્રમ**—ગુજરાતમાં કેળવણીનો ફેલાવો કરવામાં જાણીતા થઇ ગયેલા મહુંમ રા. સા. મહીપતરામ રૂપરામની યાદગીરી ખાતે નિરાધાર ગરીબ છોકરાંને ઉછેરીને કેળવવા માટે **મહીપતરામ રૂપરામ અનાથાશ્રમ** કાઢેલું છે તે રાયપુર અને સારંગપુર દરવાજાની વચ્ચે છે.

**માણેક બુરજ**—ગણેશબારી આગળ આ બુરજ છે અને તે શહેરના પાયાના પથ્થરની આસપાસ બાંધેલો કહેવાય છે. આ બુરજની અંદર 'માણેક કુવો' એ નામનો એક કુવો હતો અને તે સુકાઇ ગયાથી ઈ. સ. ૧૮૬૬ માં પુરી નાંખવામાં આવ્યો. વળી એમ કહેવાય છે કે શહેરનો કોટ બંધાયો ત્યારે માણેકનાથ નામના એક બાવાએ એક ગોદડી કરીને તેમાં તે સવારથી સાંજ સૂધી દોરા ભરભર કરે અને રાત થાય ત્યારે દોરા કાઢી નાંખે એટલે તે દિવસે ચણ્યો હોય તેટલો કોટ પડી જાય. બાદશાહને આ

વાતની ખબર પડતાં તેણે બાવાને તેની પાસે બીજી કાંઇ કરામત હોય તો તે બતાવવા કહ્યું ત્યારે બાવાએ જણાવ્યું કે હું બદનામાં મોઢેથી પેશીને નાળવેથી નીકળું છું. પોતાની કરામત બતાવવાને તે બાવો બદનામાં પેશી નાળવેથી નીકળવા જાય છે એટલામાં બાદશાહે નાળવે અને બદનાને મોઢે હાથ દઇને બાવાજીને રોકયા; પછી એવી સરત થઈ કે માણેકનાથે કોટ પાડી નાંખવો નહીં અને બાદશાહે તેના બદલામાં તેનું નામ રહે એવું કરવું. પછી બાદશાહે ફરીથી કોટ ચણાવ્યો અને ગણેશબારી આગળના બુરજનું નામ **માણેક બુરજ** આપ્યું.

**આઝમખાનનો મહેલ**—અહમદશાહની મસીદની પૂર્વે નજીકમાં જ્યાં હાલ દિવાની કચેરીઓ બેસે છે ને મોટી પોસ્ટ ઓફિસ છે તે **આઝમખાનનો મહેલ** છે. તે આઝમખાને બાંધ્યો છે. તે પ્રથમ મુસાફરોના આરામની જગ્યા તરિકે વપરાયા પછીથી ત્યાં કોલેજ કરવામાં આવી હતી. મરાઠાઓના અમલમાં તેમના એક લશ્કરી અમલદારનું તે રહેવાનું ઠેકાણું હતુ અને ઇંગ્રેજી રાજ્યમાં તેને કેદખાના તરિકે વાપરી હવે ત્યાં ઉપલી કચેરીઓ વિગેરે છે. આ મહેલના ઉપર ઘણી કોટડીઓ છે. મહેલની અંદર એક ભોંયરૂં છે અને તેમાં દરેક બાજુએથી ઉતરવાનાં પગથીઆં છે. ભોંયરામાં ફુઆરો છે.

**ખા. બા. જહાંગીરજીનો બંગલો**—પોસ્ટ ઓફીસની પૂર્વમાં પાસે આ બંગલો નવા સુધરેલા ઘાટથી બાંધ્યો છે.

**કારંજાવાળાનું મકાન**—ખા. બા. જહાંગીરજીના બંગલાની નજીક ઉત્તરે છે.

**ત્રણ દરવાજા**—ભદ્રના કિલ્લાની પૂર્વમાં તે કિલ્લામાં

પેસવાને આ દરવાજા કરવામાં આવ્યા છે.

**બાવલું**—અમદાવાદના એક આગલા ડીસ્ત્રીકટ અને સેશન્સ જડજ **મી. ફીલપોટસ સાહેબનું બાવલું** ભદ્રના દરવાજાની સન્મુખ ઉભું કરેલું છે.

**બગીચો**—ઉપરના બાવલાની જોડાજોડ બગીચો છે અને તેને **વિકટોરીઆ ગાર્ડન** કહે છે.

**મુસાફરી બંગલો**—રાણીની મસીદની પાસે ઇશાન ખૂણામાં છે.

**કાંપ**—શહેરના ઇશાન ખૂણામાં છે. ત્યાં લશ્કર રહે છે.

**શાહીબાગ**—શહેરની ઉત્તરે શાહજહાં બાદશાહે સન ૧૬૨૨માં બંધાવેલી **પાદશાહવાડી** અગર **શાહીબાગ** છે.

**દરિયાખાનનો ઘુમટ**—શાહીબાગથી દિલ્હી દરવાજે જતાં રેલ્વેની સડક ઓળંગ્યા પછી લગારેક દૂર જમણા હાથ ઉપર આ ઘુમટ છે. મહમદ બેગડાના એક બુદ્ધિવંત વજીર દરિયાખાને સન ૧૪૫૩ માં તે બંધાવ્યો હતો.

**નાટક શાળાઓ**—દિલ્હી દરવાજેથી પાનકોરને નાકે આવતાં **આનંદભુવન** અને **શાંતિભુવન** નામની બે નાટકશાળાઓ બંધાઇ છે.

**ખોડાઢોરનું મકાન**—સ્વામિનારાયણના મંદિરની પાસે નૈઋત્ય ખૂણામાં **પાંજરાપોળ** અથવા **ખોડાઢોરનું મકાન** છે. તેમાં ઢોરો, પશુ પક્ષી તથા જીવાત સુદ્ધાંતને પાળવામાં આવે છે. અને શહેરમાંનાં કુતરાંને પકડી ગાડીમાં ઘાલી અત્રે લાવી રાખવામાં આવે છે. મહાજને કરેલા ફંડમાંથી આનો નિભાવ થાય છે અને તેનો વહીવટ હિંદુઓની એક મંડળી કરે છે જેમાં શ્રાવકો મુખ્ય ભાગ લે છે.

**નવગજા પીર**—સ્વામિનારાયણના મંદિરની દક્ષિણે

કબરો છે તેમાં એક કબર નવ ગજ લાંબી છે તેથી તેને **નવગજા પીર** કહે છે. આ કબરોની પૂજા થાય છે અને ત્યાં દર વર્ષે મેળો ભરાય છે.

**ટંકશાળ**—સ્વામિનારાયણના મંદિરની દક્ષિણે ૩૦૦ વારને છેટે જહાંગીરની **ટંકશાળનાં** ખંડેરો છે. તેને ચોગાન છે અને અંદર પેસવાની જગ્યાએ મોટી હવેલી છે. અંદરની બાજુએ હાલ ન્યુ ઈંગ્લીશ સ્કુલ તથા છોડીઓની નિશાળ બેસે છે.

**માધવપુરા**—દિલ્હી દરવાજાની નજીકમાં જમણા હાથ ઊપર **માધવપરૂ** છે ત્યાં વેપારની લેવડ દેવડ જબરી થાય છે.

**હઠીપુરા**—માધવપુરાની જોડે છે. જાણીતા શેઠ હઠીસીંગ કેસરીસીંગે સ્થાપ્યું છે.

**બારોડેલપુરા**—હઠીપુરાની નજીક છે. આસપાસની જમીનના ખેડુતોને માટે મર્હુમ કલેકટર મી. એ. એ. બેરોડેલે સન ૧૮૭૧ માં સ્થાપ્યું.

**ફુલપુરા**—બારોડેલપુરાની દક્ષિણે નગરશેઠના કુટુંબના ફુલશા નામના એક ગૃહસ્થે સન ૧૮૬૫ માં સ્થાપ્યું.

**ફત્તેહપુરા**—ફુલપુરાની દક્ષિણે ફત્તેશા નામના એક શ્રાવક વેપારીએ સન ૧૮૬૪ માં સ્થાપ્યું.

**માતરભવાનીની વાવ**—અસારવા એ પ્રથમ અમદાવાદનું એક વસ્તીવાળું પરૂં હતું. જુના વખતની ત્યાં ઘણી નિશાનીઓ છે અને કરણના વખતના શહેરથી તે હોય એમ લાગે છે તે જગ્યાએ આ વાવ આવેલી છે અને તેમાં પાંચ પાંડવોએ કરેલા કહેવાતા નીચેના ઝરૂખામાં માતા છે તે **માતરભવાની** કહેવાય છે. કર્ણાવતી શહેરની આ એક ઘણી જૂની નિશાની છે.

**દાદાહરીની વાવ**—મહમદ બેગડાના કુટુંબની

હરી નામની એક સ્ત્રીએ અસારવાની હદમાં હરીપુર નામનું પરૂં વસાવી ઇ. સ. ૧૪૮૫ માં આ વાવ ત્રણ લાખ રૂપિયાના ખર્ચે બંધાવી હતી. તે વાવમાં નીચે ઉતરવાનાં છજાં છે.

**સરસપુર**—કાલુપુર દરવાજાની પૂર્વે દોઢ મૈલને છેટે આ મોટું પરૂં છે. તેની આસપાસ કોટ છે અને તેને ચાર મોટા અને એક નાનો એમ મળી પાંચ દરવાજા છે. અહીં ગાડાંનાં પૈડાં સારા બને છે. આ પરાની પાસે શાંતિદાસનાં જુનાં દેવળનાં ખંડેરો છે.

**કાગડાપીઠ**—આસ્ટોડીઆ દરવાજા બહાર શાહઆલમ જવાના રસ્તે ડાબી બાજુએ છે. આ જગ્યા થોડોક વખત દાણાના બજાર તરીકે વપરાઇ હતી. અહીં આંધળા અને લુલા વિગેરે અપંગ લોકો રહે છે અને તેમને ધર્માદામાં ખીચડુ ખવરાવવામાં આવે છે.

**ભવાનીપુરા, રઘનાથપુરા,** અને **કંગાલપુરી**- રાયપુર દરવાજા બહાર છે. કંગાલપુરી ઘણુંજ ગરીબ પરૂંછે.

**ચોટાં**—મોટામાં **મોટું ચોટું** શહેરના મધ્ય ભાગમાં છે. ત્યાં ઇંગ્રેજી દવાઓ, કપડાં, બુટ, ફળ અને પુસ્તકો વિગેરે દેશ પરદેશના જાત જાતના માલ વેચાય છે. શાક વેચવાને માટે મોટું **શાક બજાર** છે. ચોટાના મુખ્ય ભાગને **માણેકચોક** કહે છે. અહમદશાહે અમદાવાદ શહેર વસાવ્યું ત્યારે માણેકનાથ નામના એક બાવાની ઝુંપડી આ જગ્યાએ હતી અને માણેકબુરજના સંબંધમાં માણેકનાથ બાવાની દંતકથા આપેલી છે તે બાવાના નામ ઉપરથી માણેકચોક નામ પડયું છે. આ ચોટામાં નાણાવટીઓ, કંદોઇઓ, કાપડીઆઓ અને દરજીઓ વિગેરે જુદી જુદી જાતના વેપારીઓ પોતાની દુકાનો માંડે છે. નાણાવટીઓ નાણાંની ધીરધારનું કામ કરે છે, કંદોઇઓ મીઠાઇઓ બનાવે

છે. કાપડીઆઓ કપડાં વેચે છે અને દરજીઓ લુગડાં શીવે છે. ત્રણ દરવાજા આગળ દર શુક્રવારે બજાર ભરાય છે. તે વખતે ત્યાં તમામ ચીજ વેચાય છે અને ગામડાંમાંથી ઘણા લોક આ શુક્રવારના બજારનો લાભ લેવા આવે છે. માણેકચોકમાં દરરોજ સાંજરે **ગુજરી** ભરાય છે. મ્યુનિસિપાલિટીના મકાનની પાસે **દાણાપીઠું** છે ત્યાં હજારો મણ અનાજ રોજ વેચાય છે. કાળુપુર દરવાજાની બહાર ખાંડ તથા સાકર જથાબંધ બનાવી વેચનારની દુકાનો તથા અનાજ વેચાવાનું **મોટું બજાર** છે.

**મેળાઓ**—શહેરની જૂદી જૂદી જગ્યાએ મેળા ભરાય છે. આ મેળામાં ઘણા લોકો પગે ચાલીને અને પૈસાદાર હોય છે તે ગાડીઓમાં બેશીને જાય છે. મેળામાં રમકડાં, મીઠાઇ અને બીજી કેટલીક ચીજો વેચાય છે. હિંદુઓના ભરાતા મેળાઓમાં શ્રાવણ વદ ૭ એટલે ટાઢીશેળ અગર શીતળા સાતમનો, આઠમને—જન્માષ્ટમીનો અને ભાદરવા સુદ ૮ એટલે દ્રો આઠમનો એટલા પાદશાહ વાડી ખાતે અને અગાસનો મેળો અસારવામાં આવેલા નીલકંઠ મહાદેવ આગળ ભરાય છે. ગોમતીપુરમાં આવેલા નરસિંહજીનો મેળો હિંદુઓના બેસતા વર્ષને દહાડે એટલે કાર્તક સુદ એકમે ભરાય છે. આસો સુદ ૧૦ મે દશેરાનો મેળો કાંકરિયા તળાવ ઉપર ભરાય છે. તે દિવસે લોકો સમી પૂજન કરે છે. શ્રાવણ માસના બીજા સોમવારે વસ્ત્રાલ ગામ પાસે આવેલા સુખરાય મહાદેવનો મેળો ભરાય છે. ત્રીજા સોમવારે જમાલપુર દરવાજા બહારના શાહવાડી ગામના મહાદેવ આગળ મેળો ભરાય છે. ભાદરવા સુદ પાંચમે ઋષિ પંચમીનો મેળો સપ્તઋષિને આરે ભરાય છે. કાર્તક સુદ ૧૫ ને દિવસે જમાલપુર દરવાજા બહાર શ્રાવકોનો સિદ્ધાચલપટનો મેળો ભરાય છે. કાર્તક સુદ ૧૧ એટલે દેવ ઉઠી

અગીઆરશનો મેળો નદી કાંઠે થાય છે. અશાડ સુદ ૨ ને દિવસે રથને શહેરમાં ફેરવવામાં આવે છે. ચૈત્ર સુદ ૯ એટલે રામનવમીનો મેળો સ્વામિનારાયણના મંદિર આગળ ભરાય છે. શીઆ વહોરાઓના વડા મુલ્લા કુત્બ–ઉદ–દિન સન ૧૬૩૫ (હીજરી ૧૦૪૬) માં ગુજરી ગયા તેમના માનમાં જમાદી–ઉલ–આખરની ૨૭ મી તારીખે અસારવાની હદમાં મુસલમાનોનો ઓરસ–મેળો ભરાય છે. તેમાં ઘણા વહોરાઓ પણ આવે છે અને તે મેળો ત્રણ દિવસ ચાલે છે. સારંગપુર દરવાજાની પૂર્વે રખીઆલ ગામમાં જમાદી ઉલ–અવલની ૨૭ તારીખે મુસલમાનોનો ઓરસ–મેળો ભરાય છે. તે બાકરશાનો ઓરસ કહેવાય છે. જમાલપુર દરવાજા બહારના દાણી લીંબડા ગામ આગળ જમાદી ઉલ–આખરની ૨૦ મી તારીખે ઓરસ ભરાય છે. રમજાન માસમાં પીરાણામાં રોજો ભરાય છે. સરખેજમાં તા. ૧૪ મી શવાલે શેખ અહમદ ખાટુ અથવા ગંજબક્ષનો અને તા. ૧૦ મી જમાદી–ઉલ–અવલે બાવા અલીશેરનો મેળો ભરાય છે. અને તે બએ વધુ દિવસ ચાલે છે. જમાદી–ઉલ–અવલની તા. ૨૭ મીએ પીરમદશાનો ઓરસ ભરાય છે તે એકંદર ત્રણ દિવસ ચાલે છે. મોહરમ માસની ૧૦ મી તારીખે તાબુત થંડાં કરવાનાં હોય છે તે દિવસે આસપાસનાં ગામડાંમાંથી તથા શહેરમાંથી ઘણા લોક એકઠા થાય છે. તાબુતોને વાજતે ગાજતે ખાનપુર દરવાજા બહાર લઇ જઇ નદી આગળ થંડાં કરવામાં આવે છે. અમદાવાદ શહેરના સ્થાપનાર સુલતાન અહમદ ૧ લાના માનમાં રબી–ઉલ–આખરની તા. ૪ થીએ શહેરના ચૌટામાં મેળો ભરાય છે.

## પ્રકરણ ૬ ઠું—રાજ્ય બંધારણ.

અમદાવાદ શહેર ઇંગ્રેજ સરકારને તાબે છે. આપણા રાજાનું નામ **એડવર્ડ સાતમા** છે. આ રાજ્યનાં જુદાં જુદાં ખાતાં અમદાવાદમાં નીચે પ્રમાણે છેઃ—

**ફોજદારી અને મહેસુલી**—ચોરીઓ તથા ખૂન અને લુટફાટ વિગેરેના ગુન્હા ના બને અને લુચ્ચા લોકોનો ભય રહે નહીં તે ઉપર **પોલીસ ખાતું** દેખરેખ રાખે છે. પોલીસ સીપાઇઓના ઉપરી **જમાદાર** અને તેમના ઉપરી **ફોજદાર** કહેવાય છે. ભદ્રમાંથી નીકળી નદી તરફ જતાં એક નાનો કિલ્લો આવે છે તેમાં આ શહેરની પોલીસના ઉપરી જે **પોલીસ ઇન્સ્પેકટર** કહેવાય છે તે, **સીટીમાજીસ્ટ્રેટ** જે શહેરમાં બનતા ગુન્હા ઉપરની ફર્યાદો સાંભળે છે તે, **ડેપ્યુટી કલેકટર અને ટ્રેઝરી ઓફીસર** જે લોકોની આવક ઉપરનો કર એકઠો કરે છે અને જે સરકારનાં નાણાં સંબંધી બીલો તથા સરકારી નોકરોના પગાર અને પેન્શનો વિગેરે સરકારની ત્રીજોરીમાંથી આપવાનું મંજુર કરે છે તે અને **સબ રજીસ્ટ્રાર** જે ભાડા ચીઠ્ઠીઓ અને જૂદી જૂદી જાતના દસ્તાવેજ વિગેરેની સરકારી નોંધ રાખે છે તે અને જીલ્લાના ઉપરી **કલેકટર** સાહેબની ઓફીસો આવેલી છે. તાલુકાની ઉપજ એકઠી કરવાનું અને ફોજદારી ગુન્હાની તપાસ કરવાનું કામ **મામલતદારનું** છે. દસક્રોઈ તાલુકાના મામલતદાર સાહેબની કચેરી ભદ્રથી થોડેક દૂર ઉત્તરમાં છે.

**સીટી સર્વે ઓફીસર**—શહેરની માપણી કરનાર આ અધિકારીની ઓફીસ મામલતદાર સાહેબની કચેરીની નજીકછે.

**દીવાની ખાતું**—ભદ્રના કિલ્લામાં હાલમાં **ડીસ્ટ્રીકટ અને સેશન્સ જડજ, જોઇન્ટ જડજ અને આસીસ્ટન્ટ**

જડજ સાહેબની કોર્ટો, સ્મોલકૉઝ કોર્ટ, ફર્સ્ટકલાસ **સબોર્ડીનેટ** જડજ સાહેબની કોર્ટ અને **જોઈન્ટ સબ** જડજ સાહેબની કોર્ટ બેસે છે, તથા તેની નજીકમાં ડીસ્ટ્રીકટ કોર્ટનું **દફતરખાનું** તથા **દીવાની જેલ** છે. લેવડ દેવડની ફર્યાદ સાંભળનારને **સબોર્ડીનેટ જડજ** કહે છે, તેમના ઉપરી ડીસ્ટ્રીકટ જડજ છે. સબોર્ડીનેટ જડજના ચુકાદા ઉપરની અપીલ આ જડજ સાંભળે છે અને તેજ જડજ સેશન્સ જડજ તરીકે ખૂન તથા લુંટફાટ વિગેરેના મોટા ફોજદારી ગુન્હા સાંભળી તેમનો નીકાલ કરે છે. ઉપરની બધી કોર્ટોના જડજોમાંથી ઘણા ખરા લેવડ દેવડની ફર્યાદો સાંભળે છે.

**એકઝીક્યુટીવ એન્જીનિયર સાહેબની ઓફીસ**—કલેકટર સાહેબની ઓફીસ અને મામલતદાર સાહેબની કચેરીની વચ્ચેના ભાગમાં **એકઝીક્યુટીવ એન્જીનિયર** સાહેબની ઓફીસછે. આ અધિકારી જાહેર મકાનો તથા રસ્તા વિગેરે ઉભાં કરે છે, અને તેમને દુરસ્ત કરાવે છે.

**સરકારી તાર ઓફીસ**—ભદ્રના દરવાજાની પાસે છે.

**મીઠાની સરકારી વખાર**—સારંગપુર દરવાજેથી પૂર્વમાં રેલવે પાસે **મીઠાની સરકારી વખાર** છે. તેમાંથી જથાબંધ મીઠું વેચાતું મળે છે. આ મીઠું ખારાઘોડાથી આવેછે.

**મુંબાઈ બેંકની શાખા**—મોટા ચૌટામાં **મુંબાઇ બેંકની શાખા** છે. સરકારી નાણું આ બેંકમાં રહે છે અને તેની લેવડ દેવડ થાય છે. લોકોનાં નાણું અહીં વ્યાજે રાખવામાં આવે છે. જે મકાનમાં આ શાખા બેસે છે તેને **વલંદાની હવેલી** કહે છે. વલંદાઓ અમદાવાદમાં ઇ. સ. ૧૬૧૮ માં આવ્યા હતા. તેમણે એક અમદાવાદમાં અને એક સરખેજમાં એમ બે કોઠીઓ ઘાલી હતી. સરખેજની કોઠી ઇ. સ. ૧૬૭૦ પહેલાં બંધ થઇ અને શહેરમાંની કોઠી ઇ. સ. ૧૭૪૪ સુધી ચાલી.

**પોસ્ટ ઓફીસ**—ભદ્રકાળી માતાના મંદિરની જોડાજોડ જમણી બાજુએ **મોટી પોસ્ટ ઓફીસ** છે. તેમાં ગામ પરગામ જવાના કાગળો તથા બેંગીઓ નંખાય છે, ગામ પરગામથી આવેલા કાગળો તથા બેંગીઓ ત્યાંથી મળે છે, ત્યાંની ટપાલના સીપાઇઓ કાગળ લાવી આપણે ઘેર પહોંચાડે છે, ટપાલ મારફતે આપણે એક ગામથી બીજે ગામ પૈસા મોકલાવી શકીએ છીએ તથા ત્યાં પૈસા વ્યાજે મૂકાય છે. એક **માણેકચોકમાં**, એક **સ્ટેશન ઉપર**, એક **દિલ્હી દરવાજે** અને એક **રાયપુરમાં** એમ **ચાર નાની પોસ્ટ ઓફીસો** છે.

**કેળવણી ખાતું**—ભદ્રના દરવાજાની અંદર ઉત્તર વિભાગના **કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટર સાહેબની ઓફીસ** આવેલી છે. નિશાળીઆઓ બણે તેની તથા મહેતાજીઓની ઉપર દેખરેખ રાખનાર તે કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટર સાહેબ કહેવાય. અમદાવાદના આ ઇન્સ્પેક્ટર સાહેબ તે આખા ગુજરાતમાં સૌથી મોટા ઇન્સ્પેક્ટર સાહેબ છે. અમદાવાદમાં કેટલાક **અઠવાડિક વર્ત્તમાન પત્રો** અને **માસિક ચોપાનીઆં** નીકળે છે. વર્ત્તમાનપત્રમાં ગામ પરગામની ખબરો તથા ચાલતા વિષયો ઉપર ટીકાઓ આવેછે અને ચોપાનિયામાં વાર્તા, કવિતા અને વિદ્યાકળા સંબંધી લખાણો મુખ્ય ભાગે હોય છે. સાબરમતી નદીની સામી બાજુએ **ગુજરાત કોલેજનું** સુંદર મકાન છે, તેમાં યુનિવર્સિટીની પરીક્ષાઓ સારૂ વિદ્યાર્થીઓને કેળવવામાં આવે છે તે ઉપરાંત **સરકારી હાઇસ્કુલ, મિશન સ્કુલ, ન્યુ ઇંગ્લીશ સ્કુલ, નેટીવ ઇન્સ્ટીટયુટ, આર્યન સ્કુલ, સરકારી મીડલ સ્કુલ** અને **ઢાલગરવાડા સ્કુલ** એટલી ઇંગ્રેજી નિશાળો છે. અમદાવાદ શહેરમાં શરૂઆતની કેળવણી આપનારી ૨૫

નિશાળો છે. તેમનો વહીવટ મ્યુનિસિપાલિટી કરે છે. એ શિવાય છોકરા તથા છોકરીઓની ૧૦ નિશાળો છે તેમના ઉપર દેખરેખ મીશનરી ખાતાની છે. મુખ્ય **કન્યાશાળાઓ** ત્રણ છે. એક રાયપુરમાં **શેઠ મગનભાઇની**, બીજી ખાડીઆમાં **શેઠ રણછોડલાલની** અને ત્રીજી કાળુપુરમાં **હરકુંવરબાઈ શેઠાણીની.** ગુજરાતના લોકોને ઊંચા પ્રકારની ગુજરાતી કેળવણી આપવા માટે **મેલ ટ્રેનીંગ કોલેજ** છે .અને તેમાં શીખનારા વિદ્યાર્થીઓ પાછળથી નિશાળના મહેતાજીઓ થાય છે. આવીજ રીતે સ્રીઓને ઊંચા પ્રકારની કેળવણી આપવા અને સ્રી શિક્ષકો તૈયાર કરવા એક **ફીમેલ ટ્રેનીંગ કોલેજ** છે. છોકરાઓને કેળવણી આપવાને પ્રાર્થના સમાજ તરફથી પણ હમણાં એક નવી શાળા ઉઘાડવામાં આવી છે અને જૈનકોમને લગતી કેળવણી આપવાને શેઠ મનસુખભાઇ ભગુભાઇએ એક નિશાળ કાઢી છે.

**ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી**—ગુજરાતના લોકોમાં વિદ્યાનો વધારો કરવા અને ગુજરાતી બોલી સુધારવાના હેતુથી ઇ. સ. ૧૮૪૮ માં એક મંડળી સ્થાપવામાં આવી છે અને તેમાં ઘણા જાણીતા રાજાઓ અને મોટા હોદ્દાવાળા સરકારી તથા ખાનગી ગૃહસ્થો સામેલ છે. આ મંડળીનું નામ **ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી** છે. આ મંડળી વળી કેટલાંક જાહેર ફંડોનો કારભાર કરે છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનું મકાન ભદ્રના ચોગાનમાં ખા. બા. જહાંગીરજીના બંગલાની નજીકમાં છે. તે મકાન ઉપર **પ્રેમાભાઇ હોલ** બાંધેલો છે તેમાં જાહેર ભાષણ થાય છે.

**લાયબ્રેરીઓ**—**હિમાભાઇ ઇન્સ્ટીટયુટ** એ એક મોટી લાયબ્રેરી છે. તેમાં જુદા જુદા વિષયો વિષે રચાયલાં ઘણાં પુસ્તકો છે અને દેશ પરદેશનાં વર્તમાન પત્રો વાંચવાને

મળે છે. બીજી **આપારાવ ભોળાનાથની લાયબ્રેરી** રાય-પુર દરવાજા બહાર નજીકમાં છે. આ શહેરના મર્હુમ જાણીતા ગૃહસ્થ રા. બા. ભોળાનાથ સારાભાઇના પુત્ર મર્હુમ મી. આપારાવની યાદગીરીમાં આ લાયબ્રેરી ચાલે છે. મુંબાઇના જાણીતા સોલીસીટર **મી. ભાઇશંકર નાનાભાઇ**ના ખર્ચે રાયપુરમાં, મર્હુમ **શેઠ મણીલાલ રણછોડલાલ**ના ખર્ચે રીચીરોડ ઉપર **અને** મુંબાઇના પ્રખ્યાત **શેઠ વીરચંદ દીપચંદ**ના ખર્ચે મદનગોપાલની હવેલી આગળ એમ ત્રણ **મફત લાયબ્રેરીઓ** નીકળેલી છે. સ્ત્રીઓને માટે આસ્ટોડીઆની સડક ઉપર એક લાયબ્રેરી છે તે મર્હુમ રા. બા. ભોળાનાથ સારાભાઇની યાદગીરીમાં **ભોળાનાથ લેડીઝ ઈન્સ્ટીટયુટ** કહેવાય છે.

**દવાખાનાં**—દવાખાનામાં માંદા માણસોને દવા મળે છે. શહેરમાં જે મોટું દવાખાનું છે તે **સિવિલ હોસ્પીટલ** કહેવાય છે અને તેની લગોલગ **આંખ માટેનું દવાખાનું** ખા. બા. નવરોજજી પેસ્તનજીની સહાય્યથી ઉઘાડવામાં આવ્યું છે. મુંબાઇના જાણીતા સોલીસીટર મી. ભાઇશંકર નાનાભાઇએ પોતાના ખર્ચે એક ધર્માદા દવાખાનું રાયપુરમાં ઉઘાડયું છે જે તેમનાં સ્ત્રી રેવાબાઇના નામ ઉપરથી **રેવાબાઈનું દવાખાનું** કહેવાય છે. પાંચકુવા દરવાજા બહાર મર્હુમ **રા. બા. રણછોડલાલ છોટાલાલ**નું એક **પુરૂષો માટેનું** અને એક **સ્ત્રીઓ માટેનું** એમ બે ધર્માદા દવાખાનાં છે તથા શાહપુરમાં **શેઠ બહેચરદાસ અંબાઇદાસ**નું **દવાખાનું** છે. **ઢારો માટેનું દવાખાનું** પણ આ શહેરમાં પ્રેમ દરવાજા આગળ છે. તે ઉપરાંત ખાનગી દવાખાનાં ઘણાં છે. માણસોની આરોગ્યતા સારી રહે તે માટે બાળપણમાં સરકાર તરફથી શીતળા કાઢવામાં આવે છે. એ કામ કરનારને **વેકસીનેટર** કહે છે. તે દરેક ગામમાં ફરે છે અને શહેરમાં

મુખ્ય કરીને સરકારી દવાખાનાઓમાં અઠવાડીઆમાં અમુક દિવસ તેઓ પોતાનું કામ કરે છે.

**સેંટ્રલ જેલ**—જે ગુન્હેગારોને કેદની સજા થઈ હોય તેમને રાખવાને સાબરમતીના સ્ટેશન પાસે એક મોટું કેદખાનું કરેલું છે તે **સેંટ્રલ જેલના** નામે ઓળખાય છે. ફાંસીની સજા ત્યાંજ દેવામાં આવે છે.

**મ્યુનિસિપાલિટી**—શહેરના રસ્તા સાફ રાખવાનું, દીવાબત્તી સળગાવવાનું, લોકોની સુખાકારી સંભાળવાનું તથા શરૂઆતની કેળવણી આપવાનું કામ **મ્યુનિસિપાલિટી** કરે છે. અડધા સરકાર તરફથી નિમાયેલા અને અડધા લોકો તરફથી ચુંટાયેલા સભાસદોવડે મ્યુનિસિપાલિટીનો કારભાર ચાલે છે. આ સભાસદો દર ત્રણ ત્રણ વર્ષે નીમાય તથા ચુંટાય છે. લોકો તરફથી થતી સભાસદોની ચુંટણી વખતે ભારે ધમાધમી થાય છે. મ્યુનિસિપાલિટીના સભાસદો **કમિશનરો** કહેવાય છે અને તેમના ઉપરી તે **પ્રમુખ છે.** મ્યુનિસિપાલિટીનું મકાન જે કોઠાના નામથી ઓળખાય છે તે શહેરના મધ્ય ભાગમાં છે. આ મ્યુનિસિપાલિટીના પહેલા પ્રમુખ મર્હુમ રા. બા. રણછોડલાલ છોટાલાલ સી. આઈ. ઈ. હતા. આ તવંગર ગૃહસ્થ આ શહેરમાં સારા પ્રખ્યાત થયેલા છે. વરાળ યંત્રથી કપડાં વણવાનો ઉદ્યોગ આ શહેરમાં પ્રથમ દાખલ કરનાર તે હતા અને શહેરમાં નળવડે પાણી મળવાનું સુખ પણ તેમણેજ કરી આપ્યું છે. તેમણે ધર્માદા ફંડોમાં ઘણો પૈસો ખરચેલો છે. તેમના પછી મ્યુનિસિપાલિટીના પ્રમુખ નગરશેઠ રા. બા. મણીભાઈ પ્રેમાભાઈ થયા અને પછી ખા. બા. જહાંગીરજી પેસ્તનજી વકીલ થયા પરંતુ આ સઘળા ગૃહસ્થોનાં મરણ જલદી થયાથી રા. બા. હીમતલાલ

ધીરજરામ પ્રેસીડન્ટ થયા હતા પણ તેમણે આ સાલમાં રાજીનામું આપ્યાથી હાલ પ્રેસીડન્ટ કચ્છના માજી દિવાન રા. બા. મોતીલાલ લાલભાઇ છે.

**વોટર વર્કસ**—દૂધેશ્વરને આરે કૂવા ખોદેલા છે અને સંચાની મદદથી તેમાંથી પાણી કાઢી જમીનમાં નાંખેલા નળવડે તે પાણી ઘેર ઘેર પહોંચાડવામાં આવે છે. પાણી પુરૂં પાડનાર ખાતાને **વોટર વર્કસ ખાતું** કહે છે; અને તેનું મુખ્ય મથક દૂધેશ્વરને આરે છે. ગંદુ પાણી કાઢી નાંખવાને શહેરના કેટલાક ભાગમાં **ગટર** કરવામાં આવી છે. આ ખાતાની વ્યવસ્થા મ્યુનિસિપાલિટી કરે છે.

## પ્રકરણ ૭ મું—દસક્રોઇ તાલુકો.

**ઋતુ**—આ તાલુકામાં ટાઢ અને તાપ સરખાં પડે છે અને ૨૫-૩૦ ઇન્ચ વરસાદ જોઇતો ગણાય છે.

**જમીન અને ઉત્પત્તિ**—દસક્રોઇ તાલુકાની જમીન સાધારણ રીતે ગોરાડુ અને રેતાળ છે. એમાંની ઘણી ખરીમાં બાજરી, જુવાર, શેરડી, ડાંગર, તમાકુ અને કઠોળ થાયછે.

**નદીઓ**—આ તાલુકામાં મુખ્ય નદીઓ **સાબરમતી, મેશ્વો** અને **ખારી** છે. સાબરમતી ઉત્તરમાંથી દક્ષિણમાં વહે છે, મેશ્વો તાલુકાની પૂર્વ દિશાએ વહે છે અને ખારી એ સાબરમતી અને મેશ્વો એ બેની વચ્ચે વહે છે.

**હદ**—ઉત્તરે કડી તાલુકો, પૂર્વે દહેગામ તાલુકો, દક્ષિણે ખેડા જીલ્લો અને પશ્ચિમે સાણંદ તાલુકો છે.

**વસ્તી**—આ તાલુકામાં એકંદર ગામ ૧૩૮ અને વસ્તી ૩૧૪૭૧૯ માણસની છે. તેમાં મુખ્ય જાત ખ્રિસ્તિ,

હિંદુ, પારસી અને મુસલમાન છે. મુખ્ય શહેર અને ગામ અમદાવાદ, ઉવારસદ, વટવા, કુહા, નરોડા, બારેજા, જેતલપુર, ઓગણુજ અને અડાલજ વિગેરે છે, તે તથા બીજાં અગત્યનાં ગામોની હકીકત આ પ્રકરણમાં આપવામાં આવી છે.

**ભાષા**—સાધારણ ભાષા **ગુજરાતી** બોલાય છે. **ઇંગ્રેજી** કેળવણીનો લાભ દિવસે દિવસે વધારે લેવાતો જાય છે તેથી ઇંગ્રેજી ભાષા ઘણે ખરે ઠેકાણે વાતચીતોમાં વપરાવા લાગી છે.

**રેલવે સ્ટેશન**—તાલુકામાં અમદાવાદ, સાબરમતી, નરોડા અને અસારવા એ ચાર રેલવે સ્ટેશન છે.

**સરકારી નોકરો**—ગામડાના લોકો ઉપર સરકાર તરફથી બંદોબસ્ત રાખે તેને **મુખી** કહે છે. મુખીને મદદ કરનાર **મતાદાર** હોયછે. ગામના સીપાઇને **રાવણીઓ** કહે છે. લોકો પાસેથી કર એકઠો કરી તેનો હીસાબ રાખી મુખીને મદદ કરે તે **તલાટી** કહેવાય છે. મુખી તથા તલાટી માટેનું સરકારી મકાન **ચોરો** કહેવાય છે. ગામડાના આ અમલદારોના ઉપરી તાલુકાના **મામલતદાર** હોય છે. દસક્રોઇ તાલુકાના મામલતદાર સાહેબની કચેરી અમદાવાદ શહેરમાં લાલ દરવાજા આગળ છે. ગામડાંની પોસ્ટ ઓફીસોનું કામ નિશાળના મહેતાજીઓ કરે છે. ગોમતીપુરની **તાલુકા નિશાળ**માં તાલુકાનાં સઘળાં ગામોની નિશાળોની ફી ભરાય છે અને તેનો હિસાબ ગોમતીપુરની નિશાળના મહેતાજી રાખે છે.

## મુખ્ય ગામો અને તેમની જાણવા લાયક હકીકત.

**ગોમતીપુર**—અહીં તળાવ છે. દક્ષિણ તરફ હાલ-

તા તોડાની મસીદ છે તથા તેની પાસે **રાજપુરમાં જૈન દેરાસર** જોવા લાયક છે. છોકરાઓની તાલુકા નિશાળ તથા **નરસિંહજીનું** બાગ છે ત્યાં કારતક સુદી ૧ એટલે બેસતા વર્ષે શહેરના હિંદુલોકો દર્શન કરવા જાય છે. આજુબાજુ જુના વખતનાં ટાંકાં અને ખંડેરો ઘણાં છે. પોસ્ટઓફીસ તથા પોલીસ થાણું છે. અહીં કસબ અને હીર કાંતવાનો ધંધો ચાલે છે.

**કુહા**—અહીં તળાવ છે અને તેની પાસે એક મૈલ ઉપર મેશ્વો નદી છે. છોકરાઓની તથા છોકરીઓની નિશાળ છે. રવી પાકમાં વરીઆળી મુખ્ય થાય છે.

**અસલાલી**—અહીંની ડાંગર વખણાય છે ને તેનો પાક ઘણો હોવાથી ચંડોળાના કાંસથી અહીંની ક્યારીઓમાં પાણી મળે છે. ગામની ભાગોળે મોટું તળાવ છે. છોકરાઓની તથા છોકરીઓની નિશાળ અને પોસ્ટ ઓફીસછે.

**જેતલપુર**—ડાંગરનો પાક ઘણો હોવાથી ચંડોળાના કાંસથી અહીંની ક્યારીઓને પાણી મળે છે. **સ્વામિ નારાયણનું મંદિર** જોવા લાયક છે. છોકરાઓની તથા છોકરીઓની નિશાળ છે.

**બારેજા**—ગામની ભાગોળે મોટું તળાવ છે. ત્યાંથી આશરે દોઢ મૈલ ઉપર **ખારી** નદી છે. અહીં ડાંગર સારી થાય છે. છોકરા તથા છોકરીઓની નિશાળ અને પોસ્ટ ઓફીસ છે.

**વટવા**—અહીં તળાવ છે. અહીં બાંધવામાં આવેલા બે રોજા અને મસીદ વિગેરે જોવા લાયક છે. હિંદુઓનું **રાધાવલભનું** મંદિર અને છોકરાઓની નિશાળ તથા પોસ્ટ ઓફીસ છે. અહીં કેરી બહુ પાકે છે.

**કણભા**—અહીં તળાવ છે તથા ગામની ભાગોળે

ખારી નદી છે. **સ્વામિનારાયણનું** તથા **રામજીનું મંદિર** અને છોકરાઓની નિશાળ છે.

**ગીરમથા**—અહીં તળાવ તથા છોકરાઓની નિશાળ છે.

**હીરાપુર**—અહીંનો ગોળ વખણાય છે અને છોકરાઓની તથા છોકરીઓની નિશાળ છે.

**ગામડી**—અહીંની ભાગોળે **ખારી** નદી છે અને છોકરાઓની નિશાળ છે.

**મીરોલી**—અહીં તળાવ અને છોકરાઓની નિશાળ છે.

**વાંચ**—ગામની ભાગોળે **ખારી** નદી છે. છોકરાઓની નિશાળ છે.

**હાથીજણ**—અહીંથી થોડે દૂર **ખારી** નદી છે. છોકરાઓની નિશાળ છે.

**પાલડી**—અહીં તળાવ અને છોકરાઓની નિશાળ છે.

**ચોસર**—ગામની ભાગોળે **ખારી** નદી છે. છોકરાઓની નિશાળ છે.

**ગેરતપુરા**—અહીં તળાવ અને છોકરાઓની નિશાળ છે.

**મરીજડા**—અહીં તળાવ અને છોકરાઓની નિશાળ છે.

**નાદજ**—અહીં તળાવ છે. અડધા મૈલ ઉપર રેલવે સ્ટેશન છે. છોકરાઓની નિશાળ છે.

**ઓડ**—અહીં તળાવ અને છોકરાઓની નિશાળ છે.

**છોટા મહેમદાવાદ**—અહીં તળાવ, જુનાં પડી ગયેલાં ખંડેરો અને છોકરાઓની નિશાળ છે.

**વસાઇ**—અહીં તળાવ અને છોકરાઓની નિશાળ છે. અહીંની ડાંગર વખણાય છે.

**લાંભા**—અહીં તળાવ છે. ગામથી અડધા ગાઉ ઉપર **બળીઆ કાકાનું દેવળ** છે. ત્યાં અમદાવાદના લોકો માનતા કરવા આવે છે. છોકરાઓની નિશાળ છે.

**વળાદ**—અહીં તળાવ, પોસ્ટ ઓફીસ, પોલીસનું થાણું અને છોકરાઓની નિશાળ છે.

**વહેલાલ**—અહીં તળાવ છે તથા ગામથી એક મૈલ ઉપર **ખારી** નદી છે. છોકરાઓની નિશાળ તથા લાયબ્રેરી છે અને ગામની આસપાસ તૂટી ગયેલો કોટ છે. **સ્વામિનારાયણનું મંદિર** તથા **જૈન દેવાલય** જોવા લાયક છે.

**કોચરબ**—**સાબરમતી** નદી કીનારે છે. સાબરમતીનો **પુલ** તથા **કોલેજ** જોવા લાયક છે. અહીંના લોકો મેથી, આદુ, ડુંગળી, જામફળ, કેરી, કોથમી અને બટાટા વિગેરે શાક વધારે પકવે છે. છોકરાઓની તથા છોકરીઓની નિશાળ છે.

**ઓગણજ**—આ ગામ રા. બા. રણછોડલાલ છોટાલાલને ત્યાં ઇનામી છે. અહીં તળાવ તથા છોકરાઓની નિશાળ છે.

**રાયપુર**—**ખારી** નદી છે તેનો કાંસ કાઢેલો છે તેથી ચંડોળામાં અને કાકરીઆમાં પાણી આવે છે. છોકરાઓની નિશાળ છે.

**કુબડથલ**—અહીં તળાવ અને છોકરાઓની નિશાળ છે.

**ભુવાલડી**—અહીં **ખારી** નદી અને છોકરાઓની નિશાળ છે,

**અચીઅર**—અહીં સાબરમતી નદી છે. આ ગામના ભાવસારો સાલ્લાની રંગાટીમાં ઘણા હુશીઆર છે તથા ગોદડાંનાં ખોળીઆં પણ રંગે છે. છોકરાઓની નિશાળ છે.

**પસુંજ**—મેશ્વો નદીના કાંઠા ઉપર છે. છોકરાઓની નિશાળ છે.

**સાણોદા**—સાબરમતી નદી છે. એના ભાઠામાં શેરડી તથા ટટી વિગેરે પકવાય છે. છોકરાઓની નિશાળ છે.

**ખોરજ**—રેલવે સ્ટેશન ૦॥ મૈલ ઉપર છે. છોકરાઓની નિશાળ છે.

**કોબા**—સાબરમતી નદીને કાંઠે છે. છોકરાઓની નિશાળ છે.

**નિકોલ**—આ ગામ મર્હુમ રા. બા. ભોળાનાથ સારાભાઇનું ઇનામી છે. ઘણું જુનું પથ્થરથી બાંધેલું તળાવ છે. છોકરાઓની નિશાળ છે.

**ઇંદ્રોડા**—સાબરમતી નદી છે. આ ગામમાં કોતરો છે. છોકરાઓની નિશાળ છે.

**સૈજપુર**—અહીં છોકરાઓની નિશાળ છે.

---